# શાન્તિનો પ્રભાવ.

અખંડ સુખ શાન્તિ

સંતોષ અને આનંદ

આપનાર.

# આનંદનો અને સુખનો ભંડાર.

## ભાગ ૪ થો.

સંગ્રહ કર્તા

આનંદ.

કીંમત ૦-૨-૦

ફૂા ધાર્મિક જ્ઞાન પ્રચારાર્થેજ વપરાય છે.

# આનંદની વખાર

યાને

# સુખનો ભંડાર.

## માળા ૪ થી.

આવૃતિ ૧ લી　　　　　　　　　　　　પ્રત ૧૫૦૦

અનેક ધાર્મીક પુસ્તકોમાંથી સંગ્રહ કરી પ્રસિદ્ધ કરનાર

કસ્તુરચંદ સુરચંદ મારફતીઆ.

[ આનંદ ]

ઠે. સાબરકાંઠા બોર્ડીંગ હાઉસ મુમ્બાદેવી પોસ્ટ પાછળ

મુંબઇ નાં. ૨

કીંમત ૦-૨-૦

સુરત લીમડાચોકમાં આવેલા શ્રી "હરી-હર" પ્રીં૦

પ્રેસમાં હરીલાલ મગનલાલે છાપી.

# અનુક્રમણિકા.

| વિષય. | પાનું. |
| --- | --- |
| ૧ જ્ઞાન પ્રચારની જરૂર. | ૧ |
| ૨ શાન્તનો પ્રભાવ. | ૨ |
| ૩ ઓ ! શાન્તિદેવી, તારે શરણે. | ૧૪ |
| ૪ મૌનનો પ્રભાવ | ૧૭ |
| ૫ અંતર અને બાહ્ય શુધ્ધિ. | ૨૦ |
| ૬ સ્થિરતા કે શાંતિ. | ૨૨ |
| ૭ આનંદમય જગત. | ૨૪ |
| ૮ અહિંસાનું સ્વરૂપ. | ૨૫ |
| ૯ આપણી અજ્ઞાનતા. | ૨૭ |
| ૧૦ શાંતિની કીંમત. | ૨૯ |
| ૧૧ બોધપ્રદ વચનો. | ૩૦ |

સદા આનંદમાં રહો.




## જ્ઞાન પ્રચારની જરૂર.

જગતના જીવો સંસારના ક્ષણિક, દુઃખગર્ભિત અને પ્રાપ્તિ થયા છતાં સંતોષ ન થાય એવી ચીજો પાછળ રાતદિન ભમ્યા કરે છે; અને સાચા સુખ, શાન્તિ અને આનંદ અનુભવવાના સત્ય માર્ગથી દૂર ભાગે છે;

આવે સમયે શાન્તિ, સંતોષ, પ્રેમ, શક્તિ, શ્રદ્ધા, આરોગ્ય, આંતર પ્રતિભા વિગેરે આત્માના શાશ્વત ગુણો વિષે જ્ઞાન ફેલાવવાની ખાસ અગત્ય છે.

શ્રી પ્રભુમય જીવન.
પ્રસ્તાવનામાંથી સાર.



# શાંન્તિનો પ્રભાવ

સંસારની ધાંધલમાં, કામકાજની ઉતાવળમાં તથા મનને વિક્ષોભ પમાડે એવી પ્રવૃત્તિઓમાં, મનુષ્યજાતિનો ઘણો ભાગ મગ્ન થયો છે, **"મ્હને જરાપણ અવકાશ નથી"** એ બ્હાનું લોકમાં સામાન્ય થઇ પડયું છે. હાલમાં લોકો મ્હોટે ભાગે ઉપલકીઆ જ્ઞાનથી સંતુષ્ઠ છે; દાખલા તરીકે, કોઇપણ પુસ્તક વાંચવાની ગરજ, તે ઉપર આપેલા અભિપ્રાય વાંચવાથી સરતી હોય એમ તેઓને લાગે છે: આ પ્રમાણે આપણા મન જીંદગીની ઉપર ટપકેની અને બ્હારથી ભપકો આપનારી ચીજો તરફ વધારેને વધારે ખેંચાય છે. વ્યાપારમાં સહેજ વધારે ફતેહ મેળવવા માટે, જનસમાજમાં જરા ઉંચી પદવી અથવા માન પામવા માટે અથવા રાજ્ય કારભાર કે વિદ્યાના વિષયમાં ક્ષણવાર પ્રતિષ્ઠા મેળવવા સારૂ મનુષ્ય અનેક વલખાં મારે છે, કાવતરાં કરે છે અને પ્રયત્ન કરે છે. આરંભેલા કાર્યનું પરિણામ શીઘ્ર આવવું જોઇએ, નહિતો તે કાર્ય કરનાર નિષ્ફળ નીવડેલો ગણવામાં આવે છે. જરા વધારે શ્રમ લેવાથી ઇચ્છિત વસ્તુ લોકની પ્રશંસા અને તાળીઓ વચ્ચે મળે તે વાસ્તે સઘળો પ્રયત્ન કરવામાં આવે છે. આખી જીંદગી સુધી ખંતથી અને એકાગ્રતાથી શ્રમ કરી મેળવેલી ચારિત્રપ્રતિષ્ટા; જે કાર્યનું

ફળ મળે તે પહેલાં તો તે કાર્ય કરનાર મરણના દરવાજામાં થઈ પસાર થયેલો હોય તેવું જીવનપર્યંત મહેનત કરી કરેલું કાર્ય; કોઈપણ પ્રકારની ઉચ્ચભાવના જે તરફ સાધારણ મનુષ્યોનું લક્ષ ખેંચાતું નથી અને જે એક ભવમાં પ્રાપ્ત થઈ શકતી નથી તેવી ભાવના અનુભવવાનો દ્રઢ નિશ્ચય; આવી બાબતોને સામાન્ય મનુષ્ય વર્ગ હસી કાઢે છે અને તે પ્રમાણે ચાલવાને પ્રયત્ન કરનારની તરફ ઈર્ષ્યા તથા શંકાની નજરથી જુએ છે.

દુનિયાની ક્ષણભંગુર વસ્તુઓ મેળવવા માટે થતી સઘળી ધમાલ અને મારામારી એ કેવળ પડદા ઉપર 'મેજીકલેન્ટર્ન' થી પાડેલાં પુતળાં બરોબર છે. સાંસારિક ફતેહો, વ્યાપારની સારી કમાણી, લોક વખાણ—એ આખરે તો ઘણીજ તકલીદી વસ્તુઓ છે અને જોરભેર વ્હેતી નદીના પ્રવાહમાં એક ક્ષણે ઉત્પન્ન થઈ બીજી ક્ષણે નાશ પામતા પાણીના પરપોટા સમાન છે એની પક્કી ખાત્રી જેમના હૃદયમાં થયેલી હોય છે, ત્હેને વાસ્તે હરીફાઈ, ઈર્ષા અને મનની આકુળવ્યાકુળતાવાળી આ પ્રવૃત્તિ નિરર્થક છે.

એકાદ વસ્તીવાળાં શહેરની ઘોંઘાટવાળી અને મનને ક્ષોભ પમાડનારી જીંદગીમાં, સામાજીક ફતેહના ક્ષણભંગુર સુખ માટે પ્રયત્ન કરવામાં, હલકી અભિલાષા—આશાઓની આતુરતામાં, નજીવી નિરાશાઓના સંતાપમાં, **આપણા સરખાજ સ્વાર્થી બીજા મનુષ્યો સાથે સ્વાર્થની ખાતર કલેશ ઉત્પન્ન કરવામાં** એક અઠવાડીયું અથવા માસ ગાળ્યા પછી તે ગરબડ અને કલબલાટવાળા ગીચ શહેર-

માંથી ઘણે દૂર જ્યાં આગલી રાતના વર્ષાદનું એકઠું થએલું પાણી ધોધ બંધ વહે છે, બીકણ સસલાના ચાલવાથી સુકાં-પાંદડાંનો ખણખણાટ અવાજ નીકળે છે, બરૂના છોડવામાંથી પાર થતી મરઘીને લીધે ઝરામાંથી નીકળતો સણસણાટ અવાજ સંભળાય છે, કિનારાપરના કાંકરા સાથે અથડાવાથી પાણીમાંથી ઘુઘવાટ કરતો અવાજ શ્રવણગોચર થાય છે, ઘાસની ઝાડીમાં ઉડતાં પતંગીઆઓ ગણગણાટ કરી રહ્યા છે, અને છાયા નીચે પાણીના ખાબોચીચામાં આવેલી માછલીઓ ફડફડાટ કરી મુકે છે; જ્યાં આવા કુદરતની શાંતિમાં ઓરજ પ્રકારનો વધારો કરનારા નાદ ચારે બાજુએથી નીકળે છે અને કોઇ પણ રીતે સર્વત્ર પ્રસરી રહેલી કુદરતની શાંતિમાં વિઘ્ન કરતા નથી ત્યાં પર્વતમાં આવેલી એકાંતવાસવાળી શાંત જગામાં અથવા પવિત્ર તિર્થમાં આપણે જઇએ તો તેવા મનુષ્યોથી દૂર આવેલા સ્થળમાં કુદરતના અસરકારક સ્પર્શથી મન શાંત થઇ જાય છે. આવા સર્વ બાજુએ પ્રસરી રહેલા શાંતિના વાતાવરણમાં શહેરના ધંધારોજગાર તથા સ્વાર્થી મારામારને લીધે ઉત્પન્ન થતાં કલકલાટ, ખીજવાટ અને મુર્ખતા કેવા સ્વરૂપમાં આપણી આગળ ખડા થાય છે? **તે સમયે આપણને લાગે છે કે એક નાની બાબતમાં આપણે જીત્યા હોઇએ કે હાર ખાધી હોય તો તેથી શું થયું?** આપણી કોઈએ પ્રશંસા કરી હોય કે કોઇએ આપણી નિંદા કરી હોય તો તેમાં શું થયું તે જીંદગીના પાણીના વમળથી અને જોરશોર ઉછળતા કલ્લોલથી દૂર જવાથી આંતરદ્રષ્ટિ ક્ષણવાર

ખુલે છે અને આપણને સહજ ભાન થાય છે કે **બ્હારની** કંટાળા ભરેલી અને સ્વાર્થી જીંદગીને—**અંતરની** ખરી અને શુધ્ધ માર્ગ ભણી દોરનારી જીંદગી સાથે ઘણોજ થોડો સંબંધ છે.

**જગ્યાની** માફક **કાળમાં** પણ દુર જવાથી જીંદગીના સુખ દુઃખનો યથાર્થ ખ્યાલ મેળવવાને માટે આપણને પ્રસંગ મળે છે. સુખો, આશાઓ, કસોટી, નિરાશાઓ–જે સમયે આવી પડયા હતા તે સમયને **દશ વર્ષ વીતી ગયા પછી** તે બાબતો સંબંધી વિચાર કરીશું તો તે નજીવી બાબતોને આપણે તે સમયે એટલું બધું ગંભીર રૂપ કેમ આપ્યું હતું તે વિષે આપણને આશ્ચર્ય ઉપજ્યા વિના રહેશે નહિ. આ પ્રમાણે કાળ વિત્યા પછી જીંદગીના ભારેમાં ભારે સંકટો કે આફતો પણ, સુક્ષ્મ વિચાર કરતાં આપણને વિચિત્ર રીતે અસત્ય ભાસે છે.

એક સમય એવો હતો કે જ્યારે આપણું જીવન બીજાના જીવન સાથે જોડાઈ ગયેલું હતું, અને તે વખતે જીવનમાં જે કાંઈ આનંદદાયક હતું તે સર્વ તેમાં આવી વસ્યું હતું જ્યારે તે પ્રેમપાત્ર નાશ પામ્યું ત્યારે આપણને લાગ્યું કે જીંદગી હવે નિષ્પ્રયોજન થઈ; હૃદયના ચુરેચુરા થઇ ગયા અને હવે જીવન અને મૃત્યુ સમાન છે. પણ વખત જતાં તે કારી ઘા રૂઝાયો અને આપણી જીંદગીમાં આનંદ આપનારાં નવા પુષ્પો ખીલી નીકળ્યાં અને અત્યારે તે જીંદગીના ચુરેચુરા કરનાર પ્રસંગ વિષે જરાપણ દિલગીર થયા શિવાય આપણે વિચાર કરી શકીએ છીએ અથવા દશ

વર્ષપર એક અપ્રિય--કટુ શબ્દ બોલી મિત્રતા તોડી હોય. તે સમયનો હમણાં વિચાર કરીએ તો તે વખતનો આપણો ક્રોધ અને જુસ્સો તદ્દન મુર્ખાઇ ભરેલાં હતાં એમ જણાયા વિના નહિ રહે.

અતિ શ્રમ લેઇ મેળવેલી ફતેહથી આપણે આનંદની રેલમાં તણાયા હોઇએ; પણ જીંદગીના ચિત્રમાં તે ફતેહની ખરી સ્થીતી શી છે તેનો અત્યારે શાંત મને વિચાર કરીએ તો તે ફતેહ કેવી સાધારણ હતી અને આપણે તેના સંબંધી કેવી અતિશયોકિતથી વિચાર કર્યો હતો તે સઘળું નજર આગળ તરી આવશે. તે સમયે તે બનાવે આપણું માનસિક આકાશ ભરી નાંખ્યું હતું. પણ હાલ તેનો તે બનાવ એક બિંદુ રૂપે ભાસે છે.

જગ્યાથી તેમજ કાળથી દૂર જઇએ અને આપણે પૂર્વ કાળની ફતેહો તથા નિરાશાઓ વિષે વિચાર કરીએ અને તેથી તત્વજ્ઞાનને લીધે જે શાંતી મળે તે જ્યારે આપણે પાછા સંસાર વ્યવહારમાં ગુંથાઇએ છીએ ત્યારે પ્હેલાની માફક અદ્રશ્ય થાય છે. સર્વ સાધારણ વસ્તુઓ તેઓના નવા સ્વરૂપમાં આપણું મન આકર્ષે છે. પૂર્વના સુખ દુ:ખ નવા આકારોમાં આપણાપર અસર કરતાં જણાય છે, અને ઇંદ્રિયો તેમજ વિકારોનો જુસ્સો હૃદયને ઘસડી જાય છે. અને આ પ્રમાણે પૂર્વની માફક નજીવી ચિંતાઓમાં, નાની તકરારોમાં, ક્ષણિક આશાઓમાં, અને નિરર્થક નિરાશાઓમાં આપણો અમૂલ્ય સમય વ્યતીત થાય છે.

શું નિરંતર આમજ ચાલ્યા કરશે ? આપણે જગતમાં રહી જીવનરૂપી નાટકમાં આપણો ભાગ ભજવવા માંગતા હોઇએ તો શું સઘળી ક્ષણિક વસ્તુઓને આધીન થઈ રહેવું જોઇએ ?

મનુષ્ય તે એક અમર પ્રાણી છે. ઇચ્છાઓ અને વિકારોથી ગતિમાન થતા અને જીવનમય દેખાતા જડ દેહ રૂપી વસ્ત્ર તેણે ધારણ કરેલું છે. આ વસ્ત્ર સાથે મનુષ્યનો અમર સ્વભાવ એક દોરીથી જોડાયલો છે, જેમ દોરી તે મન છે. આ મન અસંયત અને અસ્થિર હોવાથી જગતના બાહ્ય વિષયોમાં આમતેમ ભટકે છે, અને વિકારો તેમજ ઇચ્છાઓ, આશાઓ તેમજ ભયને લીધે ચપળ બને છે. ઇંદ્રિયોના વિષયમાંથી ઉપજતા ક્ષણભંગુર આનંદના ઘુંટડા પીવાને તૃષાતુર હોય છે. અને આસપાસના ખાલી ભપકાથી અને ઘોંઘાટથી ત્હેને ઝળઝળીઆં આવે છે અને અર્જુને જણાવ્યા પ્રમાણે મન ચપળ, ક્ષોભ પમાડનારૂં મજબુત અને હઠીલું છે. આ ચકડોળે ચઢતા મનની પેલીપાર સાક્ષીરૂપે શાંત નિર્વિકારી—મનુષ્યનો અંતર્યામી—આત્મા રહેલો છે. જોકે નીચે તોફાન હોય તો પણ ઉપર તો શાંતતાજ પ્રસરી રહેલી હોય છે. અને તેજ શાંતિનું સ્થળ છે. કારણ કે આત્મા તો અમર-શાશ્વત છે તેણે આ માટીના દેહમાં રહી ઘણીવાર જન્મ અને મરણ લાભ અને હાનિ, આનંદ અને વિષાદ, સુખ અને દુઃખ અનુભવ્યાં છે, અને તેને લીધે ત્હેમને તે પડદા ઉપર દેખાઈ અદ્રશ્ય થતાં ચિત્રો સમાન ગણે છે. બ્હારની ઉપાધિને દુઃખ થતાં કોઇપણ ઠેકાણે ઐકયતા

( Harmony ) નું ચક્ર બગડયું હશે તેમ તેને જણાય છે અને તેવા મનુષ્યને દુઃખ પણ આવકારદાયક થઇ પડે છે. કારણકે દુઃખરુપી ગુરૂ આપણી ભુલ બતાવે છે અને જ્યાંથી તે દુઃખ ઉદભવ્યું તેનો ત્યાગ કરવાનું શીખવે છે અંતરાત્માને આ જડ વસ્તુઓ ઉપર જય મેળવવાનો છે તેમજ તે દ્વારા તેને શુધ્ધ અને ઉચ્ચ બનવાનું છે અને પોતાનું કામ શી રીતે કરવું તે દુઃખને લીધે મળતા અનુભવથી શીખી શકે છે.

હવે તે શાંતિનું સ્થળ મેળવવાનો માર્ગ આપણા અંતરાત્માની–બહિરાત્મા સાથે નહિ પણ–પરમાત્મા સાથે ઐકયતા અનુભવવામાં રહેલો છે. આપણે ઘણીવાર મન તેમજ શરીરની અંદર કાર્ય કરતા મગજને આત્મારૂપ માનવા **અજ્ઞાનથી** દોરાઇએ છીએ. વિકારો તેમજ ઇચ્છાઓ સાથે આપણે ભુલથી આપણી ઐકયતા કબુલ કરીએ છીએ અને "અમે આશા રાખીએ છીએ" "અમને ભય લાગે છે" આવા શબ્દો ઉચ્ચારીએ છીએ. કેટલીકવાર તો આ જગતમાં કાર્ય કરવાના સાધનરૂપ જે સ્થુલ દેહ તેજ **આપણે** છીએ એમ જોકે શબ્દોમાં આપણે જણાવતા નથી તોપણ આપણા કાર્યપરથી તેમ જણાઇ આવે છે.

આપણા બંધારણના આ સબળઃ ભાગો બાહ્ય વસ્તુઓના સંબંધમાં આવ્યાથી જ્યારે જાગૃત થાય ત્યારે સ્થુલ જીવન આપણાપર પૂરેપૂરી અસર કરે છે. અને આપણા ચૈતન્યમાં પણ વિકૃતિ થાય છે. અને જેવી રીતે ઉછળતા મોજાવાળા સમુદ્રપર આવેલું વ્હાણ તોફાનને લીધે આમતેમ

ચકડોળે ચડે તેજ રીતે અસયત હૃદય મનોવિકારોની આજ્ઞાને આધીન થઈ આપણા આત્મિક જ્ઞાનને દુર ફેંકી દે છે અને તે સમયે શાંતિ–બળ–ધૈર્યથી વિમુખ બનાવનારી સઘળી વૃત્તિઓ--ઉશ્કેરાયેલું મન, મનની સમાધાનતાનો અભાવ, ચીડીઆપણું, વૈર લેવાની ઇચ્છા–આ સર્વ પોતાના સઘળા જોરથી ત્હેનાપર અસર કરે છે,

જે માર્ગે શાંતિના સ્થળ ભણી જવાય તે માર્ગે ચાલવાનો પ્રારંભ કરવો તેજ અંતરાત્માની પરમાત્મા સાથે ઐકયતા અનુભવવારૂપ, કાર્યની શરૂઆત છે આપણે એકદમ તે કાર્ય કરી શકીએ નહિ તે તો ખરૂં છે, પણ તે પ્રમાણે ચાલવાનો પ્રારંભ કરવો તે તો આપણા હાથમાં છે અને તે પ્રાપ્ત કરવાનાં ત્રણ સાધન નીચે પ્રમાણે છે:—

(૧) ઇંદ્રિયોના વિષયથી પરાંગમુખતા.

(૨) ફળ–પરીણામમાં નિરાસકતી.

(૩) પરમાત્માનું સતત ધ્યાન.

અનુક્રમે તે ત્રણ સાધનોમાંથી એક વિચારીશું. પ્રથમ ઇંદ્રિયોના વિષયથી પરાંગમુખતા. પ્રથમ સાધન મેળવવાને માટે નિરંતર ડહાપણ ભરેલી રીતે આત્મ કેળવણીની જરૂર છે. તેને વાસ્તે નાની નાની ઉદ્વેગ પમાડનારી ચીજો તરફ, ખાવાપીવાની મોજમજા તરફ અને સ્થુલ શરીરના ભોગ તરફ નિરાગવૃતિ રાખવાની આવશ્યકતા છે. અને નાના પ્રકારનાં સુખ મેળવવાની અને દુઃખ ત્યાગ કરવાની ઈચ્છા પણ ધીમે ધીમે નાશ કરવી જોઇએ. આ રીતે ચિંતા-ગ્રસ્ત થયા વિના નાની બાબદો સંબંધી સંતોષવૃતિ

( ઉદાસીનવૃતિ ) આપણા હૃદયમાં જાગ્રત કરી શકીશું તો જેને લીધે લોકો જરાકમાં મીજાજ ખુએ છે તેવી બાબતો આપણને અસર કરી શકશે નહિ અને આ પ્રમાણે આપણા સ્વજન તથા પડોશીઓ જેઓને આવી અડચણો હેરાન કરે છે તેમને મદદ કરવાને આપણે યોગ્ય બનીશું. વળી આ રીતે આપણા કરતાં નાજુક પગવાળાનો માર્ગ થોડેઘણે અંશે સરળ બનાવવામાં સાધનભુત થઈશું; આ સંતોષવૃતિ મેળવવાને—મધ્યમસરપણું તેજ કુંચી છે. ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે "આ દૈવી કેળવણી-જે મનુષ્ય વધારે ખાય છે અથવા જે ઓછું ખાય છે, જે લાંબો વખત સુઈ રહે છે અને જેને ઉજાગરા કરવાની ટેવ પડી છે તેનાથી મેળવી શકાય તેમ નથી. જે કાર્ય કરવામાં મધ્યમસર છે અને જે ચાલવામાં તેમજ ઉંઘવામાં નિયમ પ્રમાણે વર્તે છે તેવા મનુષ્યના હૃદયમાંજ દુઃખનો અંત લાવનાર ધ્યાન-મનન ઉત્પન્ન થવા પામે છે." **શરીરના કકડા કરવાના નથી પણ ત્હેને કેળવી નિગ્રહમાં લાવવાનું છે. આ પ્રમાણે** ( ધર્મ સાધનમાં પ્રથમ નિરોગી શરીર છે. )

બીજું સાધન—કાર્યના ફળની ઇચ્છા ન રાખવી તે છે. આપણે આગળ કેવી રીતે પ્રવૃતિ કરવી તે જાણવાને સારૂ આપણા કાર્યના ફળની તપાસ ન રાખવી, એમ આ ઉપરથી સમજવાનું નથી; કારણ કે આવાં પરીણામનો અભ્યાસ કરવાથી અનુભવ મળે છે. અને તે દ્વારા ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે. જ્યારે આપણે કોઇપણ કાર્ય

આપણી વિચાર શકતીથી, બળથી અને શુધ્ધ આશયથી કર્યું હોય ત્યાર પછી ત્હેને "જતું કરવું" અર્થાત્ ત્હેના સંબંધી જરાપણ ચિંતા ન રાખવી એ વાત ધ્યાનમાં રાખવાની છે. જે કાર્ય કર્યું તે ન કર્યું થવાનું નથી અને કેવળ ઉદ્વેગ કે ચિંતાથી આપણને કાંઈપણ લાભ મળતો નથી. જ્યારે કાર્યનું પરિણામ આવે ત્યારે ફકત **જ્ઞાનની ખાતર** તે ફળની નોંધ લેવી પણ તેમાં હર્ષિત કે દીલગીર થવું નહીં. કારણ કે આનંદ યા વીષાદની વૃ-તી આપણું ધ્યાન આપણા **હાલના કર્તવ્યમાંથી ખેંચી લે છે.** અને તે કાર્ય કરવાને આપણને નિર્બળ બનાવે છે. અને તેટલા વાસ્તે શોક કે હર્ષની કોઈપણ વૃ-તીને વાસ્તે આપણને અવકાશ નથી. ધારો કે પરિણામ ખરાબ આવ્યું તે વખતે સુજ્ઞ મનુષ્ય, મનની સાથે નીચે પ્રમાણે વીચાર કરશે "મ્હેં ભુલ કરી તેથી અનીષ્ટ પરીણામ આવ્યું અને ભવીષ્યમાં તેવી ભુલ કરતાં અટકવાને પ્રયત્ન કરીશ. પણ વીષાદ અને શોકને લીધે તો મ્હારા હાલના કર્તવ્ય બજાવવાને માટે હું અયોગ્ય થઈશ. અને તે છતાં પણ મ્હારી ભુલથી કરેલા કાર્યના પરીણામમાં જરાપણ ફેરફાર થવાનો નથી તેથી આવા શોકમાં કાળ નિર્ગમન કરવાને બદલે વધારે સારી રીતે કાર્ય કરવાને પ્રયત્ન કરીશ" આ પ્રમાણે પોતાની જાતને પોતાના કાર્યના ફળથી ભીન્ન ગણવામાં **શાંતિનો માર્ગ** રહેલો છે. ધર્મશાસ્ત્રોમાં કહેલું છે કે "જેઓ કોઈપણ કાર્ય કરતી વખતે પરમાત્માને તે કાર્ય અર્પણ કરે છે અને ત્હેના પરીણામ સંબંધી સર્વ સ્વાર્થી વીચારોનો ત્યાગ કરે છે તે

મનુષ્ય જેમ કમળ જળમાં ઉગવા છતાં પણ જળથી નીર્લિપ્ત રહે તેમ કર્મ કરવા છતાં પણ કર્મથી બંધાતો નથી. ખુરા ભકતો તો સ્વાર્થનો વિચાર દુર કરી તેઓના શરીરથી, મનથી, બુધ્ધિથી અને ઇંદ્રિયોથી કેવળ હૃદય શુદ્ધિને અર્થે કાર્ય કરે છે અને જે સાચો ભક્ત છે અને કાર્યના ફળમાં આસકત નથી તેજ માનસિક શાન્તિ અનુભવે છે, પણ જે મનુષ્ય સ્વાર્થને લીધે તેના કાર્યના ફળમાં આસકિત રાખે છે તે કર્મ બંધનથી બંધાય છે.

ત્રીજું સાધન—ધ્યાન, તે મનની શાંતિને સારૂં ઘણુંજ ઉપયોગી તેમજ ઘણુંજ દુષ્કર છે. પરમાત્મા સાથે આપણા જીવાત્માની ઐકયતા અનુભવવાનો સતત પ્રયત્ન કરવામાં તેમજ ત્હેના જેવા આ જગતમાં સ્વાત્મ ભાનવાળા થવામાં તે રહેલું છે.

ભમતું અને અસ્થિર મન કોઇ પણ વસ્તુ પ્રતિ આકર્ષાય તે વખતે તેને વશ કરી, પાછું વાળી આત્માપર સ્થિર કરવાની ધ્યાનના અભ્યાસીને જરુર છે. આ કામ આખી જીંદગીનું છે. પણ તે આપણને શાન્તિના સ્થળ ભણી દોરશે. તે નિ:શંસય છે. આ પ્રયત્નને નિરંતર ચાલુ રાખવો જોઇએ અને ધીરજથી ત્હેનો પાછળ મંડયા રહેવું જોઇએ. જેમ કાચબો પોતાના કોષ ( Shell ) માં પ્રવેશ કરે છે તેમ આપણે પણ અમુક નિયમિત સમયે થોડો સમય આપણા મનને અંતર્મુખ કરી વિચાર કરવો જોઇએ કે આપણે કાંઈ ક્ષણભંગુર નથી પણ અમર છીએ, અને આસપાસની ક્ષણિક વસ્તુઓ આપણને કાંઇ અસર કરી શકશે નહિ. આમ વિચાર કરવાથી ધ્યાન અથવા મનને સહાય મળે છે. આ પ્રમાણે

અંતર્મુખ રહેવાથી ધીરે ધીરે ખીલતી અને વૃધ્ધિ પામતી શકિતથી આપણે પરમશાંતિ તેમજ ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવા સમર્થ થઇએ છીએ. કારણ કે સ્વકીય ઇચ્છાઓના અભાવથી તેમજ પોતાના અમર સ્વભાવનો ખ્યાલ આવવાથી આપણે એકતરફી અથવા પક્ષપાતવાળા વિચારોને અંગીકાર કરતા નથી અને તેથી કરીને વસ્તુઓનું ખરૂં જ્ઞાન મેળવવાને સ્વતંત્ર થઇએ છીએ.

મન નિશ્ચિંત અને એક વસ્તુ ઉપર સ્થિર-એકાગ્ર થવાથી સર્વ બાજુએથી તે જ્ઞાન મેળવી શકે છે. જે મનુષ્યનું હૃદય અને મન ચિંતાગ્રસ્ત અને અસ્થિર છે તે જ્ઞાન મેળવવાની સ્થિતિમાં નથી. આ પ્રમાણે ધીરજ હોવાને લીધે ધીમે ધીમે શાંતિ મેળવે છે. **જે મનુષ્યનું મન શાંત છે; જેણે પોતાના વિકારો તથા ઇચ્છાઓને નિયમમાં રાખ્યા છે અને જે પરમાત્મા સાથે ઐક્યતા અનુભવે છે તે જરૂર પરમાનંદ મેળવે છે.**

આ ત્રિવિધ માર્ગ **શાંતિના સ્થળમાં** લેઇ જાય છે. અને તે સ્થળમાં રહેવું તે કાળ અને મૃત્યુ ઉપર જય મેળવવા સરખું છે. બીજા શબ્દોમાં કહીયે તો તે મનુષ્ય અમર બને છે અને જન્મમરણના ચક્રથી મુકત થાય છે. આ માર્ગ આખે રસ્તે ઊભી સીધી ટેકરી પર ચઢવા જેવા છે અર્થાત વિકટ છે પણ શાંતિરુપી પક્ષીની પાંખો તે મુસાફરના શ્રમિત કપાલપર પવન નાંખે છે. અને જેમાં કદાપિ **ભંગ ન પડે તેવી પરમશાંતિ છેવટે તે પ્રાપ્ત કરે છે.**

**મીસીસ એનીબીસેન્ટ**

ના ભાષણમાંથી સાર

# ઓ શાન્તિદેવી ! તારે શરણે !

શાન્તિદેવી ! શાન્તિદેવી ! આવો ! પધારો ! ઓ દેવી ! આ તમારા ઉપાસકને–તમારા બાળકને–તમારી તે પ્રેમમય ગોદમાં સદાને માટે સ્વીકારો !

(સાચા જીગરના આટલાજ ઉદ્દગારો જો ભાવ પુર્વક બોલાય તો શાંતિદેવી તમને જરૂર સ્વીકારશે)–(સ્વીકાર કર્યા પછી)

ઓ દેવી ! તારો પ્રભાવ, તારૂં સામર્થ્ય તારી દિવ્ય શક્તિ, જોયા પછી, અને તારા પ્રભાવથી–તારા આશ્રયથી અને તારી કૃપાથી અંતરના **સાચા સુખ અને આનંદનો** કાંઈક અંશે અનુભવ થયા પછી–હવે તારી ગોદમાંથી દુર કેમ થાઉં ? જેનાપર તારી કૃપાદ્રષ્ટિ થાય છે તેને ભયંકર ક્રોધ કે પ્રગળ જ્વાળામુખી પણ કાંઈ અસર કરી શકતો નથી. તારા પ્રભાવથી ઝળકી રહેલા મનુષ્યની પાસે પ્રબળમાં પ્રબળ ક્રોધ ધિક્કાર અપમાન કે નિન્દાની શક્તિ, ઝાંખી પડી જાય છે, અરે ! શરમાઈને ત્યાંથી અલોપ થઈ જાય છે.

દુનિયાની બાહ્ય અને ક્ષણિક સુખ કે આનંદ આપનારી વસ્તુઓની પ્રાપ્તિમાં આખાને આખા જીવન દોડધામ, અફડાતફડી અને બેબાકળાપણામાં ગુજારનાર માનવી એ તારો પ્રભાવ કેમ જાણી શકે ?–અને જાણે તો પણ તારા

આશ્રયમાં કેમ આવી શકે? કાચના કટકાને સાચા હીરા તરીકે માની લઈ તેની પ્રાપ્તિ માટે રાત દિવસ ફાંફાં ને દોડધામ કર્યા બાદ એકાદ કાચનો કટકો હાથ લાગતાં તેને પોતાની ઇચ્છીત વસ્તુ માની ખુશ થઈ જાય, વળી તેનું ખોટા પણું જણાતાં તે ફરીને પાછો શોધમાં નીકળે પરંતુ સાચા હીરાની પારખ વિનાના મનુષ્યને તો એમ જીંદગી સુધી ખોટા ફાંફાંજ મારવાના હોય છે.

આ કારણથી જે વસ્તુની તે શોધમાં નીકળે તેનું સાચું સ્વરુપ અને ઓળખ સમજી લઈને નીકળે તો પછી તેવાજ દેખાવ વાળી બીજી ખોટી ને બનાવટી વસ્તુથી છેતરાવાની ધાસ્તી રહેતી નથી.

આ સાચા સાધ્ય બિન્દુનું સાચા સ્વરુપમાં ભાન કરાવનાર–સાચા હીરાને ઓળખવાની અનુપમ શકિત આપી સાચો ઝવેરી બનાવનાર–તે ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ ઓ દિવ્ય માતા! તારા શરણમાં આવ્યા વગર કદી પણ થતી નથી.

હમારા અજ્ઞાનના તાળાને ખોલવા હમારાજ કબજામાં રહેલી જ્ઞાનરૂપી ચાવી–હમારી સામે છતાં હમને નથી દેખાતી તેનું કારણ પણ એજ દોડધામ અને બેબાકળાપણું!

નજરની સામે પડેલી વસ્તુ પણ એક બેબાકળો કે રઘવાયો બની ગયેલ માણસ જોઈ શકતો નથી. ત્યારે એક શાંત માણસ દુરથી પણ તે ચીજ જોઇ શકે છે. તેમ એ જ્ઞાન રુપી ચાવી નિહાલવા માટે ઓ દેવી તારૂં શરણ સ્વીકાર્યા વિના કોણ સમર્થ થઈ શકે છે?

એક ક્રોધી મનુષ્ય સામે ક્રોધ કરવાને બદલે એક શાંત મનુષ્ય કેટલો પ્રબળ અને શકિતવાન છે તેનું રહસ્ય

સમજવા જે શકિત ધરાવે છે તેજ તારા પ્રભાવ સમજી શકે છે, તે શાંત રહેનાર મનુષ્ય પોતે તો ક્રોધની જ્વાળામાં બળતો બચે છે પણ પેલા ક્રોધીને પણ તે ક્રોધરુપી અગ્નિના ભડકામાંથી સળગતો બચાવી શકે છે.

દીધે ગાળી એક હે, પલટે ગાળી અનેક
જો ગાળી દેવે નહિ, તો રહે એકની એક

સામાના ક્રોધનો સ્વીકાર નહિ કરવાથી ને તારાજ શરણમાં રહેવાથી સામો મનુષ્ય પણ શાંત બની જાય છે. તે પણ તારા શરણમાં આવી જાય છે.

આવી ઉમદા શકિત ધરાવનાર **ઓ દેવી!** પ્રબળમાં પ્રબળ ક્રોધનેવશ કરી ગળી જનાર **ઓ વીરાંગના!** અપમાન, ક્રોધ, નિન્દા કે ધિક્કાર રૂપી ઝેરને અમૃત માની ગળી જનાર **ઓ પવિત્ર શકિત! અખંડ અંતરના અને સાચા સુખ અને આનંદને મેળવવામાં સમર્થ સાધનરૂપ સુખ અને આનંદની ઓ માતા! તારૂંજ શરણ! તારૂંજ** સ્મરણ! તારોજ આશ્રય! મારી ઈચ્છીત વસ્તુ સાચું સાધ્યબિન્દુ–અખંડ–અંતરનું સુખ અને આનંદ–તેની પ્રાપ્તિ માટેના પ્રયાણમાં–મુસાફરીમાં–બાહ્ય દુઃખો, અગવડ–મુશ્કેલી રૂપી તડકા તાપથી રક્ષણ કરવા **ઓ સમર્થ દેવી! તારી છાયા! તારો પ્રેમાળ ખોળો–તારો પ્રેમાળ હાથ-તારા અંતરની આશીષ અને કૃપા એજ હું યાચું છું. તારા શરણે આવેલ આ સેવકને સ્વીકાર! તારો પ્રભાવશાળી હાથ સેવકના શિરપર સદાને માટે ફેરવતી રહે!**

**(આનંદ)**

# મૌનનો પ્રભાવ.

જગતની દોડધામ, ઉતાવળ, અને ઘોંઘાટમાં આપણે એટલા બધા ગરક થઇ ગયા છીએ કે મૌનને વાસ્તે આપણને જરા પણ સમય નથી. મૌનમાં અવાજ કરતાં વિશેષ મહત્ત્વ રહેલું છે, તેનો આપણને બીલકુલ અનુભવ નથી. મનુષ્ય પોતાની વૃત્તિઓ, પોતાના વિચારો સાકાર કરવાને બહુજ આતુર હોય છે, જંગલના એકાંતવાસના, પર્વતના શિખરના, ઝરણના અને એવા શાંત પ્રદેશોના મૌનમાં જે ગંભિરતા અને ભવ્યતા રહેલાં છે, તેની-નિરંતર શહેરની ધમાલવાળી પ્રવૃત્તિમાં રમનારાઓને ક્યાંથી ખબર હોય ?

જેઓ વિચાર રહિત છે, અને જેઓની ભાવનાઓ ઉંચે ઉડી શકે તેવી હોતી નથી, તેઓ તો બહારના ઘોંઘાટથી અંજાઇ જાય છે. પણ જેઓ વિચારશીલ છે, અને ભાવનાવાદી છે. તેઓ તો મૌનના પ્રશંસક હોય છે. આંતર શાંતિ મેળવવાને ઉમદા ચારિત્રવાળા પુરૂષોએ ઘણીવાર બહારના શાંત પ્રદેશોનો આશ્રય લીધો છે, એના આપણને ઘણા પુરાવા મળી આવે છે.

જગતના ઘણા જીવોને મૌન પસંદ નથી, કારણકે જેઓ અપવિત્ર છે, અને જેઓના વિકારો સ્વાધીન નથી, તેઓ તો પોતાના હૃદય તરફ દૃષ્ટિ નાંખી શકતા નથી. તેઓને જગતની ધમાલ અને બહારની પ્રવૃત્તિઓ બહુ રુચિકર લાગે છે, કારણકે તેથી આંતરની શાંતિ દબાઇ જાય છે, અને તેઓ આંતર શાંતિ-મૌનથી બહુજ ડરે છે. કેદી લોકોને એકાંતવાસની સજા આ કારણથીજ બહુ ત્રાસદાયક લાગે છે. તેઓ એકાંતવાસની સજા ભોગવવા કરતાં બીજું સખ્ત કામ કરવા ખુશી બતાવે છે, પણ જેઓ પવિત્ર છે, જેઓના વિકારો સ્વાધીન છે, તેઓ તો એકાંતવાસ અને મૌનજ પસંદ કરે છે, કે જ્યાં તેઓ પોતાના સ્વરૂપ વિષે, પોતાના સ્વભાવ વિષે, અને પોતાના

ગુણુ દોષ વિષે બરાબર ચિંતન કરી શકે. તેઓ બાહ્ય શાંતિને ચ્હાય છે, કારણકે તે તેમના આંતર વિકારોને વશ કરવામાં મદદગાર થાય છે.

જેમ જેમ મનુષ્ય આંતર શાન્તિ રાખવાને સમર્થ થતો જાય છે, તેમ તેમ તેના પોતાનામાં કોઇ નવી શક્તિ આવતી હોય, એવું તેને ભાન થાય છે; અને આ શક્તિ તે તેના બોલેલા શબ્દો કરતાં પણ વિશેષ પ્રબળ હોય, અને વધારે ઉચ્ચ પ્રકારની હોય એમ તેને લાગવા માંડે છે. મનુષ્યો મૌન રાખી શકતા નથી, કારણ કે તે પોતાનું હુંપણું–અહંકાર દર્શાવવા લાગે છે. દરેક બાબતમાં પોતાનું વ્યક્તિત્વ પ્રદર્શિત કરવાનો તેમનો સ્વભાવ થઇ ગયો છે. માટે જેઓ પોતાના હુંપણાને–અહંકારને દાબવા માગતા હોય તેઓજ આ મૌન ધારણ કરી શકે. વાણીનો સંયમ અતિ કઠણ છે. કોઇ પણ વાત ચાલતી હોય ત્યારે આપણો અભિપ્રાય દર્શાવવાને આપણે ઘણાજ આતુર હોઇએ છીએ. બીજા મનુષ્યનું વચન પુરૂં સાંભળવા પૂર્વે તો આપણે આપણો અભિપ્રાય પ્રકટ કરી દઇએ છીએ.

જે ખરો જ્ઞાની પુરૂષ છે તે તો પોતાના શત્રુની સાથે પણ દીલસોજી રાખી શકે છે. જ્યારે તેના શત્રુઓ તેના પર ગાળોનો વરસાદ વરસાવે અથવા તેની નિંદા કરે છે ત્યારે તેના જવાબમાં એક પણ અક્ષર બોલતો નથી. કારણ કે તે જાણે છે કે તેઓ તેઓના સ્વભાવ પ્રમાણે વર્તે છે.

એક મહાન કામના કોઇ કાવ્ય ઉપર ભારે ટીકા કરવામાં આવી હતી. તે વાચ્યા પછી તેણે પોતાના એક મિત્ર આગળ કહ્યું; " તેઓ તેમના દૃષ્ટિબિંદુથી ખરા છે." આ પ્રમાણે ખરો જ્ઞાની પુરૂષ પોતાના દૃષ્ટિબિંદુ વાસ્તે બીજાઓ જોડે યુદ્ધમાં ઉતરતો નથી, પણ તે સામાના પોતાના શત્રુના પણ દૃષ્ટિબિંદુને ઉદાર ભાવથી સમજી શકે છે, આથી તે અનેક પ્રકારના માનસિક ઉદ્વેગ અને દુ:ખથી બચે છે. તે પોતાના શત્રુને સામા થઇને નહિ પણ સામા થયા વિના જીતે છે. યુદ્ધથી

નહિ પણ પ્રેમથી તે જીત મેળવે છે, જ્યારે તેની નિંદા કરવામાં આવી હોય, તેને હેરાન કરવામાં આવ્યો હોય, અથવા તેની હાંસી કરવામાં આવી હોય, તે વખતે જે મૌન ધારણ કરે છે, તે મૌનમાંજ તેનો પ્રેમ પૂર્ણ જોશથી પ્રકટી નીકળે છે.

વાતો કરવી અને ઘોંઘાટ કરવો એ કામ સરલ છે, સામા થવું અને કજીઓ કરવો એ પણ એટલુંજ સ્વાભાવિક છે. દરેક ગુલામ પણ તેમ કરી શકે. દરેક જંગલી પશુ પણ તે કામ કરી શકે. આ ઉપરથી ખરા બળનું માપ નીકળતું નથી. આ ઉપરથી કદાચ મનુષ્યમાં પશુબળ કેટલું છે, તેનો ખ્યાલ આવી શકે, પણ શાંત અને જીતેંદ્રિય થવું, ઉશ્કેરે તેવા પ્રસંગોમાં પણ મૌન ધારણ કરવું; આ અપૂર્વ આંતર આ–બળનનુપમ વિકાસના–પ્રબળ પુરાવા છે.

આ મૌનનો એટલો બધો પ્રભાવ છે કે તે મૌન ધારણ કરનારમાં બળ અને શાંતિ આવે છે, એટલુંજ નહિ પણ તેની સાથે સંબંધમાં આવનારા મનુષ્યને પણ તે બળ અને શાંતિનો કેટલેક અંશે અનુભવ થાય છે.

આ મૌનનો પ્રભાવ બતાવવાને કોઇ પણ જાતનો પ્રયત્ન કરવામાં ન આવે, તે છતાં પણ જે જ્ઞાન અને નિરહંકારપણાથી તે ઉદ્‌ભવે છે, તે તો તેનામાં વિદ્યમાન હોય છે. તેથી આવા આત્મજ્ઞાની અને માની પુરૂષના સંબંધમાં આવનાર મનુષ્યો પર તે વ્યક્તિની અસર થયા વિના રહેતી નથી. તે મનુષ્યો પણ તેની સમીપમાં રહીને શાંતિ અને સુખ અનુભવે છે.

સારા શબ્દો મનુષ્યના હૃદયમાં પ્રવેશ પામી તેને સારાં કામ કરવા પ્રેરે છે, પણ પ્રેમ અને જ્ઞાનપૂર્ણ મૌન તો છેક ભીતરમાં પ્રવેશ કરે છે. કારણ કે તેથી મનુષ્યને પૃથ્વી ઉપર વસવા છતાં સ્વર્ગીય શાંતિનો અનુભવ થાય છે.

**શ્રી મણિલાલ નાથુભાઇ દોશી**

ના મંગળ સામ્રાજ્ય પુસ્તકમાંથી.

# અંતર અને બાહ્ય શુદ્ધિ.

અમુલ્ય રત્નો બહારની માફક અંદરથી પણ નિર્મળ હોય છે. સુર્ય અંદર તેમજ બહાર સમાન હોય છે. તેમજ કર્મયોગથી બાહ્ય શુધ્ધિ અને જ્ઞાન યોગથી અંતર શુદ્ધિ થઈ હોય તેજ ખરી શુદ્ધિ કહેવાય છે.

મોઢથી મંત્રોચ્ચાર કરે તથા પાણી વડે બહારથી શુધ્ધિ કરે છે તે ધુળથી સ્વચ્છ કરેલા દર્પણ માફક બહારથી નિર્મળ થાય છે, તે સાથે જ્ઞાનના પ્રકાશથી અંતર પણ નિર્મળ થાય તો તે અંતર્બાહ્ય શુધ્ધ કહેવાય છે.

અંતર શુધ્ધ જો ન હોય તો બાહ્ય કર્મ એ માત્ર વિટંબનાજ છે. જે પ્રમાણે પ્રેતને વસ્ત્રાલંકારથી શણગારવામાં આવે, ગાંડા માણસને તીર્થસ્થાન કરાવવામાં આવે, કડવી દુધીને ગોળ લપેટી દેવામાં આવે, ઉજજડ ઘરને તોરણ બાંધવામાં આવે, ઉપવાસી મનુષ્યના પેટપર અન્નનું લેપન કરવામાં આવે, વિધવાને કંકુનો ચાંદલો કરવામાં આવે, પોલા કળશને ઢોળ ચઢાવી બહારથી ચકચકીત કરવામાં આવે તે સર્વ વ્યર્થ છે, તેવીજ સ્થીતી એકલી બાહ્યશુદ્ધિ કરનારની છે. મદ્યથી ભરેલી ગાગર ગંગામાંજઈ બહારથી ધુઓ તેથી કાંઈ પવિત્ર થતી નથી. તેમ બાહ્યશુદ્ધિ

ગમે તેટલી કરો તેથી અંતર સાફ થશે નહિ, પણ અંતરમાં જ્ઞાન પ્રાપ્તિ થતાં બાહ્ય શુધ્ધિનો લાભ આપો આપજ થશે.

આ પ્રમાણે અંતર અને બાહ્યશુધ્ધિ થયાથીજ અંતરમાં શુધ્ધ વાસના ઉત્પન્ન થતાં બહાર ઈંદ્રિયોમાં પણ તે એવી ઝળકી રહે છે કે જેમ સ્ફાટિકના ઘરમાં રહેલા દીપકનો પ્રકાશ અંદરની માફક બહાર પણ ઝગઝગી રહે છે ! પછી વિકાર ઉત્પન્ન થાય કે કુકર્મમાં પ્રવૃિતિ થાય એવા વિષયો તે સાંભળે દેખે અથવા ભેટો થાય તોપણ તેના મનપર બિલકુલ છાપ પડતી નથી. જેમ પિતા પુત્રીને મળે કે માતા પુત્રને મળે કે આલીંગન દે છતાં કોઇને વિકાર કે કામવાસના ઉત્પન થતી નથી તેમ જેનું મન નિર્મળ હોય છે, જેનામાં ભલાં અને બુરાં કર્મોનો વિવેક તથા યોગ્યાયોગ્ય કર્મ જાણવાનું જ્ઞાન જાગૃત થયું છે તે—જેમ પાણીમાં હીરો ભીંજાતો નથી, અને આધરણમાં રેતી શીઝતી નથી તે પ્રમાણે—તેની મનોવૃતિ લેપાયમાન થતી નથી.

આનું નામ સાચું શુચિત્વ અથવા પવિત્રતા છે. જ્યાં એ દ્રષ્ટિગોચર થાય ત્યાં જ્ઞાન હોય છે એમ સમજવું.

**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા,**

પા. ૪૩૫




જેના મનમાં સ્થિરતા કે શાંતિ આવી હોય તે મનુષ્ય જ્ઞાનનું જીવનજ છે. બાહ્ય રીતે દેહ ગમે તે કર્મ કરે પણ તેના મનની સ્થિરતા કાયમ હોય છે. જેમ રાનમાં ચરવા જતી ગાયનો—તેના ઘેર બાંધેલા વાછરડાપરનો પ્રેમ રાનમાં જતો નથી—જેમ ઘેરથી દુર જનાર કૃપણનું ચિન્ત તો ઘરમાં દાટી મુકેલા દ્રવ્યમાંજ હોય છે તે પ્રમાણે તે પુરૂષના દેહના વ્યાપાર ચાલુ હોય તોપણ તેનું ચિન્ત તો સ્થિરજ હોય છે. જેમ દોડતા વાદળા સાથે આકાશ દોડતું નથી, ફરતા નક્ષત્રો સાથે ધ્રુવ ફરતો નથી, પ્રવાસી સાથે જેમ રસ્તો ચાલતો નથી તેમ આ શરીર ઇન્દ્રિયોના સંબંધથી વિષયોમાં પ્રવર્તે છે પણ તેનું મન તે વિકારની લહરીથી ઢળતું નથી. જેમ વાવાઝોડાના સપાટાથી પૃથ્વી હાલતી નથી તે પ્રમાણે વિકારના યોગથી તેનું મન ડોલી જતું નથી. દુખ કે દારિદ્રયથી તેને પીડા થતી નથી, ભીતી કે શોકથી તે વ્યાકુળ થતો નથી, દેહને મૃત્યુ પ્રાપ્ત થતાં તે ડરતો નથી, બળવન્તર આશા કે સર્વાંગે વ્યાધિની વ્યાપ્તિ હોવા છતાં પણ જેનું ચિન્ત ચળતું

નથી, નિંદા, અપમાન, દંડ, કામ કે લોભનો દરોડો પડવા છતાં પણ તેના મનનો વાળ સુધ્ધાં વાંકો થતો નથી.આકાશ તુટી પડે કે પૃથ્વી દ્રવી જાય તોપણ જેની ચિન્તવૃતિ પાછી પલટાતી નથી., જેમ હાથી કાંટાવાળા પુષ્પોના મારથી ઘાયલ થતો નથી તેમ ખુંચે એવા શબ્દો સાંભળવા છતાં પણ જેનું મન ડંખાતું નથી. જેમ ક્ષીરસાગરના તરંગોથી મંદરાચળ પર્વત હાલતો નથી કે દાવાનળની જ્વાળાથી આકાશ બળી જતું નથી તેમ ઇન્દ્રિયોપર વિષય વિકારના ગમે તેટલા તરંગો આવે જાય તો પણ તેનું મન તુટી પડતું નથી. કિંવા કલ્પાંતે પણ તે ધૈર્ય છોડતો નથી. આનુંજ નામ સાચી સ્થિરતા કે શાંતિ કહેવાય છે. આવી અવિનાશી સ્થિરતા કે શાંતિ જેના અંગમાં અંતર બાહ્ય વ્યાપિ રહી છે તે જ્ઞાનનો પ્રકટ ભંડારજ છે.

**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદગિતા.**

પા. ૪૩૬



# આનંદમય જગત.

પ્રભાતમાં લાલ અરૂણોદય આનંદ પ્રગટ કરે છે. ચળકતી રેતી સાથે અથડાઈને નાશ પામતા ગર્જના કરતા જળના કલ્લોલો પણ તે આનંદનોજ નાદ કરે છે. અનેક પ્રકારના પ્રકાશથી ગેલ કરતી અને અસ્ખલિત ગતિથી જળબિંદુને ઉછાળતી નદીઓ પણ તેજ આનંદનું ગાન કરી રહી છે. જંગલના વૃક્ષો પણ પાંદડાના ખડખડાટ સાથે આનંદ પ્રદાશત કરે છે. એકાંતમાં આવેલા પર્વતોના ભવ્ય શિખરો પણ આનંદનીજ પરાકાષ્ટા સુચવી રહ્યા છે. પાંદડાની ઘટામાં રહીને પક્ષીઓ પણ આનંદનો ધ્વનિ કાઢે છે. વિવિધ રંગનું પુષ્પ પણ પોતાના શાંત હાસ્ય વડે તે મધુરો આનંદ આનંદ અને આનંદજ સુચવી રહ્યું છે. માટે હે પ્રાણી! તું જાણી લે કે આનંદી થવું, આનંદમાં રહેવું એજ તારૂં કર્તવ્ય છે. જો તારે તે આનંદ સ્વરૂપ પ્રભુના જેવું થવું હોય તો તારા આનંદને ખીલવ. જીવનના ઉંડા આનંદનો અનુભવ કર. પ્રભુના આનંદને પ્રકટ કર. દિલાસાને માટે, ધૈર્યને માટે અને મદદને માટે તારી પાસે આવતી દરેક દીલગીર વ્યકિત તરફ તારી સઘળી શક્તિઓ આનંદ ભેર પ્રદાશત કર. આનંદ આનંદ અને આનંદ તારા હૃદયમાંથી વહેવા દે.

**મહાત્માનું હૃદય.**
પાનું. ૫-૬.

# અહિંસાનું સ્વરૂપ.

જેમ સુવર્ણને કસોટીપર ચઢાવતાં તેની કિંમત સમજાઇ જાય છે તેમ જ્યારે જ્ઞાન અને મનનો મેલાપ થાય છે ત્યારેજ મનમાં અહિંસા પ્રકટે છે.

જે પ્રમાણે બગલો પાણીની લહેરોને હરકત નહી પેહોંચાડતાં માત્ર પોતાના ખાદ્ય મત્સ્ય તરફજ નજર રાખી વેગથી પાણીમાં ચાલે છે તે પ્રમાણે જે મનુષ્ય પરમાણુંમાં સુધ્ધાં અતિ સુક્ષ્મ જીવો ભરેલાં છે એમ જાણી કરૂણા અને સંભાળપુર્વક પગ મુકીને ચાલે છે, બીજા કોઈ પણ પ્રાણીને ઉપદ્રવ ન થાય તે માટે સંભાળ રાખીને કાર્ય કરે છે તેઓ સાચી અહિંસા પાળે છે.

બિલાડી પ્રેમથી બચ્ચાંને મુખમાં પકડે છે ત્યારે તેના દાંત તેને સ્પર્શ પણ કરતાં નથી. મમતાળુ માતાની પોતાના બાળક પરની દ્રષ્ટિમાં જેવો પ્રેમ અને કોમળતા જણાઇ આવે છે તેમ તે અહિંસાને સેવનાર પ્રેમ તથા દયાથી સંભાળ પુર્વક પોતાનો પગ જમીનપર મુકતો ચાલે છે. કોઇપણ પ્રાણીની નિદ્રા કે શાંતિનો ભંગ કરતો નથી હિંસાના ભયથી તે ઘાસને પણ ઓળંગતો નથી તો પછી પ્રાણીની દરકાર ન રાખે એ બનેજ કેમ?

તેનું વર્તન કૃપારૂપી પુલ પૂળોથી ફળદ્રુપ હોય છે તેની વાણીમાં પણ મુર્તિમંત દયા જોવામાં આવે છે તે

શ્વાસોશ્વાસથી પણ બીજાને ત્રાસ આપતો નથી તેનું મુખ કેવળ પ્રેમનું પિયર જેવું લાગે છે. તેના દાંત જેવા માધુર્યને અંકુર પુટયા હોય તેવા લાગે છે મુખમાંથી અક્ષરો બહાર પડયા પહેલાંજ તેની મુખમુદ્રાપર સ્નેહભાવ દ્રષ્ટિગોચર થાય છે. હૃદયમાં પ્રથમ દયા ઉત્પન થાય છે અને પછી કૃપાથી અને પ્રેમથી પરિપુર્ણ શબ્દો બહાર પડે છે. પ્રથમ તો એ એવું બોલવાનુંજ મન કરતો નથી કે જેથી કોઈને ખોટું લાગે અને બોલવું પડે તો તે એવી રીતે બોલે છે કે જેથી કોઇના હૃદયમાં ખુંચે નહિ, શંકા ઉત્પન ન થાય, કોઇનું કાર્ય બગડે નહિ. કોઇ બ્હી જાય નહિ, કોઈ હેબકી જાય નહિ, કોઇને કલેશ ન થાય, કોઈને ક્રોધ કે ગુસ્સો ન થાય. આવો તેનો મનોભાવ હોય છે. કદાચિત કોઈની પ્રાર્થનાથી બોલવા લાગે તો તેનું બોલવું શ્રોતાને મા બાપના બોલની માફક આનંદદાયક થઈ પડે. વ્યાજ સ્તુતિથી ભરેલા, વાદ ઉત્પન કરનારા, બીજાને ત્રાસ થાય તેવા, નિન્દા અને છળથી ભરેલા, અન્યના હૃદયને ડંખે તેવા તેમજ દંભ, કપટ, આશા, શંકા અને ઠગબાજીવાળા શબ્દો તે બોલતો નથી તેની દ્રષ્ટિ સ્થિર હોઇ તેના કપાળમાં કદી ક્રોધની કરચલી પડતી નથી. પ્રત્યેક પ્રાણીમાં બ્રહ્મ વ્યાપ્ત છે તેને કદાચિત ત્રાસ થશે એમ જાણી તે બહુધા કોઇ તરફ જોતો પણ નથી. આંતર કૃપાના બળથી કોઈના તરફ જુએ છે, તો ચંદ્રબિંબમાંથી નીકળતી અમૃતધારા કોઈની દ્રષ્ટિએ પડતી નથી તોપણ ચકોર પક્ષીને તેની પ્રતીતિ થઈ આનંદ થાય છે, તેજ પ્રમાણે જે પ્રાણી તરફ તે દ્રષ્ટિ કરે તેને આનંદજ થાય છે. તે પોતાના હાથનો ઉપયોગ

માત્ર બીજાને અભય વચન આપવામાં, પડી જતો હોય તેને આધાર આપવામાં અથવા પીડિત અંગપર ધીમે રહી હાથ ફેરવવામાંજ–કરે છે. મલય પર્વત પરના પવનથી પીડિત મનુષ્યને આનંદ થાય તેમ તેના કરસ્પર્શથી પશુને પણ આનંદ થાય છે.

આવા વર્તનવાળો માનવી સાચી અહિંસા પાળે છે એમ સમજવું. તેનેજ ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ થયેલી સમજવી.

**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા.**
પા. ૪૨૪




તાપથી તપ્ત થયેલ મૃગ જેમ મરૂ ભુમિના ઉજ્જડ વેરાનમાં પાણીને માટે ભટકે છે અને દોડી દોડીને ઉલટો પોતાની તૃષા અધિક વધારી મુકે છે, તેના જેવીજ મનુષ્યની સ્થીતિ રહ્યા કરે છે. જે પ્રમાણે એકાદ જન્માંધ રાજમાર્ગની શોધમાં દોડતો જાય છે. અને ઉંડા ખાડામાં તૂટી પડે છે તે પ્રમાણે સર્વ મનુષ્યો સુખની શોધમાં જઇ દુઃખજ મેળવે છે.

સુખને માટે જે પ્રયત્નો કરવામાં આવે છે તે સઘળા શાખા તોડી પલ્લવ કરવા, ઘર તોડીને દેવળ બાંધવા, લોકને લુંટીને સદાવ્રત કાઢવા, મસ્તકપર વસ્ત્ર ઓઢી નીચેનું અંગ ખુલ્લું રાખવા, મહેલ તોડી મંડપ કરવા, ઘર બાળીને તાપણું કરવા, બળદ વેચીને ગધેડું અને પોપટ વેચી પાંજરૂ ખરીદવા જેવા પ્રયત્નો છે. સામાન્ય મનુષ્યો જે સ્થળે 'સુખ' છે એમ માને છે ત્યાં ઘણી વખત સુખની ગંધ પણ હોતી નથી, એટલુંજ નહિ પણ ત્યાં ભયંકર દુઃખ

હોય છે. આપણે મનુષ્ય પ્રાણીઓ સર્વ કરતાં શ્રેષ્ઠ જ્ઞાની પરિપુર્ણ અને વિચારવંત છીએ એવી ગમે તેટલી બડાઇ હાંકીએ તોપણ ગળને પકડી પોતાનો પ્રાણ ખોનાર માછલીના કરતાં આપણી સ્થીતિ વિશેષ સારી નથી. ઉલટી તેથી પણ ખરાબ છે. કેમકે મત્સ્ય તો ગળનો સ્વભાવ જાણતું નથી પણ આપણે તો સંસાર મૃગજળ સમાન છે. એમ જાણવા છતાં સંસારરૂપી ગળને પકડવા દોડીએ છીએ. ફાંફા મારીએ છીએ તો શું આપણે સર્વ પ્રાણીઓમાં સૌથી વિશેષ અજ્ઞાની નથી ?

હરઘડી ઠોકરો વાગે છે, વારંવાર રસ્તો ચુકી આડે માર્ગે અથડાવું પડે છે. માર્ગ દર્શક ચિન્હોનો વિલય થઇ દિશા ભુલી જવાય છે શંસય સાગરના તરંગો એક પછી એક આવવા લાગે છે અને તે જીવને અકળાવી નાંખે છે આવી સ્થીતિ થતાં ' આ કરૂં કે તે કરૂં ? 'આ કાર્ય ઉત્તમ કે પેલું ?' 'આ વસ્તુમાં સુખ કે પેલી વસ્તુમાં?' 'આ માર્ગે વિજય થશે કે પેલે માર્ગે ?' 'આ રસ્તે યશ મળશે કે પેલે રસ્તે ? ' આવા વિચારોમાં રાત દિવસ ગોથાં ખાયા કરે છે.

સોમલમાંના કીડાને સોમલજ ષડરસ ભોજન લાગે છે. નરકના કીડાને નરકજ વિલાસ મંદિર લાગે છે. મદ્યપાન કરનારને મદ્યજ અમૃત સમાન લાગે છે. પરંતુ જેને થોડી પણ બુધ્ધિ છે, જેને થોડો પણ સારાસારનો વિવેક છે, જેના અંતરમાં જરાપણ વિચારની સ્ફુર્તિ જાગૃત છે. જે કાંઇક પણ શાંતિનો આશ્રય સ્વીકારે છે તે કાંઇક અંશે પણ આવી ડામાડોળ સ્થીતિમાંથી મુકત થાય છે.

**શ્રી જ્ઞાનેશ્વરીભગવદ ગીતા.**
**ઉપોદ્ધાતમાંથી**




જો તમે અડગ રહેશો અને જો તમારામાં આત્મશ્રધ્ધા હશે, તો તમે શાંતિની કીંમત જાણી શકશો. તમારા માટે કદી કોઈ બોલશે નહિ. ખાલી બોલનારા માણસો નિર્બળ છે એમ દુનિઆ જાણે છે અને તેથી સૌ તેને છોડી દે છે. તમે જે કાર્ય કરવાના છો તેને માટે વાતો ન કરો, પરંતુ તે કાર્યને અમલમાં લાવો અને તમારા કાર્યને એની મેળે બોલવા દો. બીજાના કાર્યની ટીકા કરવામાં તમારી શકિતનો વ્યય કરો નહિ, પરંતુ તમારૂં કાર્ય સારી રીતે કરવામાં તમારા મનને પરોવો, આતુરતાથી અને માધુર્યથી કરેલું ખરાબ કાર્ય પણ બીજા સામે ભસવાના કરતાં વધારે સારૂં છે. જ્યારે તમે બીજાના કાર્યની ટીકા કરો છો ત્યારે તમે તમારૂં કાર્ય ખોવો છો. જો બીજા આડે રસ્તે જતા હોય તો તેમને મદદ કરો અને તમે સારૂં કાર્ય કરી તેમને તેવું કરતાં શીખવો. બીજાને નિંદશો પણ નહિ વા તેમની નિંદા ઉપર વજન પણ આપશો નહિ. જ્યારે તમારા ઉપર હુમલો થાય ત્યારે શાંત રહેજો. આ રીતે તમે તમને જીતશો અને શબ્દોના ઉપયોગ વિના બીજાને શિખવશો.

**નંદનવનને આંગણે.**

પા. ૯૭–૯૮




## મુંગામાંજ શોભા

કાગડાઓનો કકળાટ [ કોલાહલ ] થઈ રહયો હોય ત્યાં કોયલનો ટહુકાર સંભળાય છે? નહિંજ! તેમ પરસ્પર બકવાદ કરનાર મુર્ખ માણસોના ટોળામાં બુદ્ધિમાનોએ અવશ્ય મુંગાજ રહેવું તેમાંજ તેની શોભા છે.

## ગુણહીન

જેમ સંપૂર્ણ ભરેલો ઘડો શબ્દ કરતો નથી પણ અધુરો ઘડો વારંવાર છલકાઈને અવાજ કરે છે તેમ કુલીન વિદ્વાન ગર્વ કરતો નથી પણ ગુણહીન માણસોજ બહુ બકવાદ કર્યા કરે છે.

## ખરો ભાગ્યશાળી

જે માણસ પરનિંદા કરવામાં મુંગો છે, પરસ્ત્રીને જોવામાં આંધળો છે, તથા પરધન લેવામાં પાંગળો છે, તે ખરો ભાગ્યશાળી છે.

## સાચો મિત્ર

પાપ કર્મથી વારે, હિતમાં જોડે છાની વાત ઢાંકી રાખે, ગુણોને પ્રગટ કરે, આપત્તિ વખતે છોડે નહિ. વખતસર મદદ કરે એ સાચા મિત્રના લક્ષણો સંતપુરૂષોએ કહ્યાં છે.

**ભાર વહન—**

જેમ ચંદનના ભારને વહન કરનાર ગધેડો માત્ર ભારજ ઉંચકી જાણે છે, પણ ચંદનને જાણતો નથી તેમ અર્થ જાણ્યા વગર ઘણા શાસ્ત્રો ભણનાર પણ માત્ર ભારજ વહન કરી જાણે છે.

**નિંદા**

આ દૂનિઆમાં હમેશાં કુળવાનને દુષ્કુલીન,દાન કરનારને કૃપણ, સરલ પુરૂષને લુચ્ચા, ધનવાનને નિર્ધન, રૂપાળાને કદરૂપા; ધર્મીષ્ઠને પાપીઓ અને ચતુર પૂરૂષને મુર્ખાઓ નિંદે છે.

[ આવા પ્રસંગને નવાઈ જેવો પ્રસંગ લેખવો નહિ તેમના મનથી માનેલો એ પણ તેમનો ધર્મ છે. ]

**મહાપુરૂષના લક્ષણ**

સંયમ સાથે વિવેક, વિદ્યા સાથે વિનય અને નમ્રતા સાથે પ્રભુતા એ મહાપૂરૂષોના લક્ષણ છે.

**પ્રકાશ અને શકિત**

ચંદનનું વૃક્ષ જેમ જેમ જુનું થતું જાય તેમ તેમ તેમાં સુગંધ વધતી જાય છે. તેજ પ્રમાણે જે મનુષ્ય જ્ઞાન વિષયમાં ઉંડો ઉતરતો જાય છે તેનામાં પ્રકાશ અને શકિત વધતીજ જાય છે.

**મશ્કરી**

ઉપરથી મ્હોં હસતું રાખી બીજાને ત્રાસ ઉત્પન્ન થાય તેવા અનિષ્ટ કે નુકશાનકારક વચનો બોલવા તેનું નામ ઉપહાસ કે મશ્કરી કહેવાય છે. એથી સામાને નુકશાન પહોંચે છે.

બીજાને નુકશાન કે ત્રાસ ન પહોંચે એવું નિર્દોષ વચન બોલવું એ હાસ્ય છે.

**સાચું સુખ**

આ જગતમાં સોનાના ફૂલવાળી પૃથ્વીના સુવર્ણમય પુલો ત્રણ પૂરૂષો ચુંટી શકે છે **શુરવીર, વિદ્વાન અને જે સેવા કરવામાં કુશળ છે. તે.** અર્થાત્ આ ત્રણ ગુણ ધરાવનાર સાચું સુખ મેળવી શકે છે.

**શત્રુ સમાન**

લોભીઓને યાચક શત્રુ સમાન લાગે, ચોરને ચંદ્રમા શત્રુ સમાન લાગે, વ્યભિચારીણીને પોતાનો સ્વામિ શત્રુ સમાન લાગે અને મુર્ખ મનુષ્યોને બોધ આપનાર શત્રુ સમાન લાગે છે.

**[શ્રી નીતિવચનમાળા મણકો ૩જો.]**



# આનંદ સ્વરૂપ

## પ્રભુની

# આનંદમય જગતવાડી

## તેમાં વળી

ચારે બાજુ દુઃખ અને શોક કેમ દેખાય છે? સાચું સાધ્યબિન્દુ ભુલી ગયા, સાચો માર્ગ ન સેવ્યો, ખોટી વસ્તુને સાચી માની, તાત્કાળીક ફળ તરફ લોભાઈ ગયા, આનું પરિણામ દુઃખ દુઃખ અને દુઃખજ હોય

સાચો માર્ગ જાણવા-પ્રેમમય અને આનંદમય બનવા-તેમજ બીજાને બનાવવા ઇચ્છા હોય તો

**માત્ર રૂા. ૧ ની પોસ્ટની ટીકીટો મોકલી**

**આનંદના સાહિત્યનો આખો સટ**

---

મંગાવો. એક સટમાં આવતી વિધવિધ ચીજો જોતા ખરેખર તમે અજબ થશો.

**નફો જ્ઞાન પ્રચારમાંજ વપરાય છે.**

આનંદ.

ઠે. સાબરકાંઠા બોર્ડીંગ હાઉસ મમ્માદેવી મુંબઇ ના. ૨

# બોધ વચનો.

## (મુલ્યવાન રત્નોમાંથી)

ક્રોધ એ અવનતિનો સબળ ઉપાય છે. જે મનુષ્ય ક્રોધને આધીન થાય છે તે પોતાના સામર્થ્યને ગુમાવે છે. કજીઆ કંકાસ વગેરે પ્રસંગોમાં ન જોડાઓ પણ ત્યાંથી દુર ચાલ્યા જાઓ. તમારા મન ઉપર કાબુ રાખો. ક્રોધને અટકાવો. એટલે શાંતિના સામર્થ્યનો મહોદધિ તમારી સમીપ આવશે.

---

તમો જ્યાં જાઓ ત્યાં તમારા આંદોલનો વડે શાંતિ પ્રસરાવો, શાંતિ અને ઉન્નતિનાજ વિચારો કરો તો તમારી ઉન્નતિ થશે તેમજ બધાના પ્રેમપાત્ર બનશો.

---

કોઈ મનુષ્ય તમારી નિંદા કે ટીકા કરે તેથી તમે તેનાપર ક્રોધ કરશો નહિં. કેમકે નિંદા કરવાથી તે નિંદા કરનાર પોતેજ અવનતિના માર્ગ પર આવી પડે છે. તમારે તમારી નિંદા થવાથી લેશ પણ પરિતાપ પામવાની જરૂર નથી.

---

બાવળ વાવી આંબાની આશા રાખવી વ્યર્થ છે. તેમ પાક કર્મો કરી શુભની આશા રાખવી વ્યર્થ છે.

# તમારૂં શું જવાનું છે.

( ગઝલ-કવાલી )

---

પ્રયોજન શું છતે કોને, ફકીર જેવા થવાનું છે

હસી બોલો જરા તેમાં, તમારૂં શું જવાનું છે ?

અમે નથી યાચવા આવ્યાં, કહી ધન આપની પાસે

દિલાસો દ્યો જરા તેમાં, તમારૂં શું જવાનું છે ?

ભલા જાણી અમે આવ્યાં, તમારે આંગણે આવ્યા

ખબર પુછો જરા તેમાં, તમારૂં શું જવાનું છે ?

પ્રભુ વિણ આપવા લેવા, ન લેશ શક્તિ કોઈની

નિર્ભીક બનાવો જરા તેમાં, તમારૂં શું જવાનું છે ?

(અજ્ઞાત)